

# KANU DESAI AND HIS ART

By Kulapati J. H. Cousins D. Lit.

ONCE upon a time (as fairy stories used to begin) I sat on the floor of a small room in a house in Ahmedabad turning over with increasing pleasure and knowledge a stack of paintings whose creators, mostly very young men, sat around me. Beside me sat the man to whom the student-artists looked up as their master; and I did not need to enquire as to his qualifications for mastership (degree, place of study, under whom, and all that kind of irrelevancy), as the diversity of styles that I saw in the paintings, moving around a common centre of artistic aspiration, indicated the natural liberator of inherent human capacities, that rare and precious individual, the true teacher.

From that time, which must be some twenty years ago, I have watched with keen satisfaction the growth of the art-adventure of R. M. Rawal (the master above referred to) and his "disciples," to use their own designation with its sense of personal attachment, which is the true condition of teaching and learning, and its remote suggestion of discipline, which is both the controlling external condition and the inner effect on character of art-activity. The small room has been superseded by large buildings; a first-class colour-press has been developed (of which this portfolio is a production); invaluable publications have been given to the world: Gujarat has been made art-conscious to a remarkable degree; and young artists have blossomed into the distinctive mastery of creative expression that is the highest outer achievement of human effort, as it is of the processes of nature.

Among these artists stands out in my thought the subject of this note, Kanu Desai—not by way of invidious comparison with the other members of the "Gujarat School" (to all of whom I take off my topee), but simply because destiny brought me into more frequent touch with him and his work than with the others. It has been a keen pleasure to me to be able to instal a number of their paintings in the two galleries which I have had the honour and happiness of creating for Their Highnesses the Maharaja of Mysore (1924) and the Maharaja of Travancore (1925). The Gujarat corner of the Sri Chitralayam at Trivandrum is a place of beauty, and I hope that it may be much enlarged before long.

I first met Kanu Desai in Ahmedabad and afterwards in Santiniketan. He was then an eager student of painting, and had, even thus early in his career, attained a quality of craftsmanship such as that which drew from an old European painter the cordial recognition of "mastery" even in student works, when I gave an exhibition of Indian paintings in Geneva, including some by Kanu Desai. From the time of my first meeting him onwards, I have noticed the "nice boy" grow into an admirable man, and his art develop in skill and in the adventures in variety which mark the born creator as distinguished from the plain artisan. It might perhaps be said of his art by the ultra-critical that it has not yet reached the largeness that expresses power; but I am not one of those who see strength only in bigness; nor do I chip junks off my own pleasure in painting by asking/artists to paint only my favourite subjects in my favourite way. There is, however, one exception to the permission which I concede to the painters to be themselves... that is, that they be *themselves*, not somebody else.

Art-expression, as I understand it, is the expression of inner vision and feeling which asks the minimum of obstruction for its fulfilment; and such minimum obstruction is found in the indigenous art-methods of the artist's country, which are congenial to the temperament, physique and outlook of the artist.

There will always, of course, be artists endowed with a certain aesthetical pugnacity, so to speak, to whom experiment and adventure both in indigenous and foreign modes are natural and inevitable. These will make art-history, but will not unmake the basic laws of the artistic life. They will achieve some personal distinction, *perhaps even long remembrance; but the fullness of their achievement depends on* their capacity to tap the vitality of the broadening and deepening river of tradition.

To some extent Kanu Desai is one of these adventurers. He has worked in various ways practised outside India. But (and this is the sole justification of diversion from indigenous modes) he has not given away his soul with his hand. He has preserved the idealism and fineness of content and method that are characteristically Indian, and that are (as I know from experience with exhibitions of Indian paintings abroad) the admirations and despair of artists in other modes.

This portfolio does not contain any examples of Kanu Desai's experiments in drawing and silthouette. It is confined to water-colour, and thus presents a consistent view of his work in that medium. Available space precludes a detailed study of the pictures, and I do not propose to deny the art-lover the special pleasure of discovering their features and qualities, their simple yet effective composition, their pleasing colour-schemes, their gentle expressiveness. But I must point out the success fully achieved psychological contrast in "Divine Music" which depicts the ecstasy of repose, and "Arjuna Dancing" which depicts the ecstasy of rhythmical vigour. Between these there are the gracious depictions of humanity and nature which make this artist's work "so easy to live with," because they are not technical "stunts" whose interest fades with the passing of time, but sincere renderings of human life and aspiration whose interest is eternal.

I trust that this collection of reproductions will induce many art lovers to adorn their walls with original paintings by this gifted artist, and that he may live long to incarnate in beautiful images his vision of the beauty that is seeking expression through life and nature.

# ચિત્રપરિચય

કનુ દેસાઈની કળા દિવસેદિવસે નવાં રૂપ ધરતી જાય છે. તેની કૃતિઓમાં પ્રકટ થતી વિવિધ ભાવના-લહરીઓએ બધા વિવેચકોને એકમત કર્યા છે કે તેની કલાસૃષ્ટિમાં સુરાવટ અને પ્રવાહિતાના ઝરા વહી રહ્યા છે. તેની કળા ધાધમાર વ્યાખ્યાન કે અલંકારયુક્ત છંદોબદ્ધ પદ્ય સાથે સરખાવવા કરતાં ગ્રામ્ય બંસી કે રસ્તે જતી નારીઓના કંઠમાંથી નીકળતી ગગનઘેરતી હલકોને વધુ મળતી છે. કદીક તમે એનો અર્થ સમજો, કદીક ન યે સમજો, પણ કંઠનું માર્દવ અને રાગનો હિંડોલ અનુભવનાર તેની અચૂક મધુરતા પિછાન્યા વિના રહેતા નથી. તેમજ, કનુ દેસાઈની રેખા ચિત્રનો વિસ્તાર ઘેરતી ફરે છે, ત્યારે નાની રંગીન પાંખોવાળી ચકલી પેરે તે કદી પોતાનો મરોડ કે ગુલાંટ વિફલ થવા દેતી નથી અને ઉલ્લાસ, આતુરતા, તથા આનંદભરી પોતાની સુરાવટ ગાવતી કોયલની જેમ ચિત્રની ડાળીએડાળીએ ફરી વળે છે. એના ઠમકા કે ઉછાળા, ઝાંખી રૂપેરી કે નાની ઘૂંઘરી તાલભંગ બનતી નથી એથી જ આ ચિત્રોને રંગલહરીનું નામ આપવામાં સાર્થકતા દેખાઈ આવશે.

(૧) **વર્ષા**—પાણી ભરવા નીકળેલી બે સખીઓ વર્ષાની ઝડી આવતાં મુંઝાઈ ને રોકાઈ રહી છે. વિલંબના કારણે મોડી થતાં ઘરકામ અને વડીલોના ઠપકાની ચિંતા એક મુગ્ધાને વ્યાકુળ કરી રહ્યાં છે. પાછળનું શ્વેત વિશ્રામભવન એનો મૂક સાથી બની રહેલું લાગે છે. પણ ઋતુનો આનંદ માણતો મોર ટહુકી રહ્યો છે અને વનસ્પતિની ઘટા વિકસી છે એટલે મુગ્ધાની મૂંઝવણ સમયનો ઉપહાસ બનતી દેખાય છે અને ચિત્રમાં મધુર ગુંજન પૂરે છે. સંસારની પુતળીઓ જેવી શોભતી આ સખીજોડલી લોકજીવનમાં પ્રફુલિત પક્ષી જેવી લાગે છે. ચિત્રકારે નરી સરળતાથી ચિત્રને ગીત જેવી મનોહરતા અર્પી છે. 'સખી મોરી રૂમઝુમ બાદલ બરસે' એ પ્રસિદ્ધ ગીતમાંનું ગેય મેઘમલ્હારનું સ્વરૂપ અહીં પ્રત્યક્ષ જણાશે.

**(૨) ઉષા-નિશા**—નારીપાત્રોમાં કુદરતની લીલાઓ આરોપવાથી કવિઓ અને ચિત્રકારોને એક અનેરું સાધન મળી જાય છે. વ્યવહારમાત્રની પાછળ નારીતત્ત્વનો કાબૂ જણાશે. સૂર્ય ને ચંદ્ર જેવા વિશ્વના ચોકે ચડેલાં મોટાં સર્જનો પણ સન્ધ્યા અને ઉષાની સોડ વગર આગમન કે નિર્ગમન કરી શકતાં નથી. એકદમ પોતાનું કાર્ય સમેટી શકતાં નથી કે એકદમ પ્રકાશમાન બની શકતા નથી. ચંદ્રને પોતાની આછી નીલઘેરી સાડીમાં ઢાંકતી નિશા વિદાય લેતીલેતી ચાંદરણાંને ઉષાની કેકાવટીમાં ઓળી રાતાંપીળાં ફૂલ બનાવી સૂર્યની વધાઇ કરતી જાય છે અને ઉષા સૂર્યના કદમેકદમે આગળ ચાલીને પૃથ્વીના બગીચે એના રંગ ઉછાળતી આવે છે. આ બે પ્રત્યાઘાતી પાત્રોને રંગની લહરીથી ચિત્રકારે મેળમાં આલેખી તેની આકર્ષકતા ઉપજાવી છે. પ્રસંગ કે વસ્તુ કરતાં યે ચિત્રકારનું નિરૂપણ તેને નવી કવિતા અર્પે છે.

**(૩) તું અને હું**—રાધા અને કૃષ્ણનાં રૂપોની ઓથે માનવ કવિ અને ચિત્રકાર બંને પોતાની સનાતન પ્રેમઝંખના જ પ્રકટ કરે છે. એ જિગરનો એકાકાર કે હૃદયસમાધિ એ પ્રત્યેક નરનારીનો તલસાટ હોય છે. એક જ સ્વર ઉપર આ ચિત્ર ગુંથ્યું રહ્યું છે. પણ વધારે ખૂબી તો ચિત્રના સંવિધાનમાં છે, એ એકાકારતા સાધવાને જ જાણે ચિત્રકારે નારીપાત્રનાં આંખ અને કપાળનું જ દર્શન બનાવી તેના હાથ અને શરીર દ્વારા તેની મુગ્ધ દશા સચોટ આલેખી છે અને તેનો આવિર્ભાવ ઝીલી રહેલો તેનો કહાન એ ઘડીએ તેની વાંસળીને વિસરી અંદરના નાદમાં મશગૂલ બની ગયો છે. પાછળ ઊગી રહેલાં એ બે તરુણ વૃક્ષો પણ તેમની અવસ્થાનું અનુકરણ કરતાં અરસપરસ ઝૂકી રહ્યાં છે અને ચિત્રના સંવિધાનમાં પૂર્તિ કરે છે. આગળના ભાગમાં એકલી ભાત ધરી રહેલી બે મટકીઓ જાણે અત્યારે જુદી પડી રહેવાથી નિસાસા નાખતી હોય એમ વિનોદ તેમજ ધ્વનિપૂરક તત્ત્વોનું કામ કરી રહી છે. ચિત્રસંયોજનની ખૂબી જ એ ગણાય કે પ્રત્યેક પદાર્થ કે આકાર ભાવના અનુપૂરક બની રહે.

**(૪) ગંગા-યમુના**—સખી બેલડીનાં વિવિધ પાત્રો અને ચિત્રો ઉપજાવવામાં કનુ દેસાઇની એક લાક્ષણિકતા છે. ગંગા અને યમુનાના સંગમ આગળ ગંગાનાં શ્વેત નીર અને યમુનાનાં કાદવડોળાયાં નીર મળે છે ત્યાં થોડે સુધી બેઉ પ્રવાહો એકબીજામાં ઘસાતા મળતા સ્પષ્ટ દેખાય છે. જાણે હિમાલયની પુત્રીઓ બંને બહેનો ઘણે કાળે મળી હોય અને પ્રેમના ઉમળકામાં રમી રહી હોય એવી. એક શ્વેત અને એક શ્યામલવર્ણી તારુણ્યભરી પ્રવાહના મદે ઊછળતી ભેટ લઇ રહી ન હોય! કલાકારને કુદરતના પ્રસંગોમાં ય જીવનના ભાવો આલેખવાની કેવી ઊર્મિ થઇ આવે છે તેનું આ સુંદર દૃષ્ટાંત છે.

**(૫) અર્જુન-ઉર્વશી**—તાલની ધમધમાટીમાં નૃત્યના ઉમળકે અંગોના ભંગો અને ડોલન કરતો અર્જુન ખરેખર માનવસૃષ્ટિની સુંદરતાનું નવસર્જન કરી બતાવે છે. એ એની પ્રત્યેક રેખા અને ભાવલહરી મૃદંગ પર પડતી અંગુલિએ, પર લક્ષિત થઇ લાગે છે અને એ તાલ દેનારી આંખો પણ કેવી રમણીય એકાગ્રતાથી અર્જુનના થનગનતા પગો નીરખી રહી છે! પાત્રસર્જન, વસ્ત્રાલંકાર વગેરે યોજનામાં આ ચિત્ર પ્રાચીનતાનું વાતાવરણ સાચવી રહ્યું છે.

**(૬) લહર**—ચિત્રની આગલીપાછલી વાત કંઇ હો કે ન હો, પણ જે કંઇ જુઓ છો તે પ્રસંગની પ્રતીતિ આપવા પૂરતું જણાશે. વૃક્ષની ઓથ લઇ અટકી ઊભેલી આ સુંદરી શા પ્રયોજને નીકળી હશે? એના ચહેરા પરની ઇંતેજારી અને શરીરની સાવચેતી કોઇના મિલનની ઇંતેજારી સેવી રહ્યાં છે. ઘરની પાછળનો આ એકાંત ભાગ તેની હાજરીથી શોભી ઊઠ્યો છે અને પવનની લહેરોથી તેનાં વસ્ત્રો પર તેના મનના આવેગની રેખાઓ અંકાઇ ગઇ છે. બધી રેખાઓ ખેંચાય છે, પણ પવનની સાથે ઊડી જઇ શકતી નથી એ જ અંતરદુઃખ છે. રંગ અને પાત્રવિધાનમાં આ ચિત્ર જૂની રાજપૂત કળાનું વાતાવરણ પ્રકટતું લાગે છે. ચિત્રની કાવ્યાત્મકતા અને શૃંગાર સંપૂર્ણ રીતે હિંદુસ્તાની કહી શકાય.

**(૭) ગીતમાધુરી**—કેવળ નવો જ દષ્ટિકોણ લઇને આલેખેલું આ રેખાચિત્ર શ્રી કનુ દેસાઇની સૌન્દર્યશોધક દૃષ્ટિનું નવલ ઉદાહરણ છે. વીણાધારી સુંદરી આરામની જે છટાથી ગાદીતકીએ અઢેલીને પડી છે તેનું હૃદયરંજક દર્શન અહીં માત્ર રેખાઓમાં કેવી રીતે ઊતર્યું છે? સૃષ્ટિ સર્વતોમુખી સૌંદર્યભરી છે; વસ્તુઓનાં સંમુખદર્શન જેટલી જ રૂપકલા એના પીઠપડખાનાં તેમજ બીજાં બધાં દર્શનોમાં પણ, પારખતાં આવડે તો, હોય છે. ઉપલા ચિત્રનું આટલું રસહાર્દ સમજાઇ ગયું હોય તોપછી એને નામ ગમે તે આપોઃ શારદ-સૂર, ગીત-માધુરી, સ્મૃતિઝંકાર,—ચાહો તે.

**(૮) દિવ્ય સંગીત**—એ બંસીવાળાએ બંસીમાં એવું તે શું ગાયું કે સ્ત્રીપુરુષો તો ઠીક પણ પશુપક્ષીઓ અને વાતાવરણની અંદર પ્રતિનાદ થયા? યુગો થયાં કવિઓ અને ચિતારા એ દૃશ્યો વિસારે પાડી શકતા નથી. એવી તે કાંઇ વ્યંજના એ બંસી માટે જગતમાં વહી રહી છે કે જગતના તાપોમાં અકળાતાં હૃદય એના સ્મરણ-ધ્યાને શાંતિ પામી રહ્યાં છે? ચિત્રકાર પણ એ મધુરતા અને પ્રેમલતાનો સ્પર્શ અને સ્મરણ જગવવા કરી અહીં સર્જન કરી રહ્યો છે. બંસીનાદનું પાન કરતી ગાય કે ગોપી એ નાદનાં મૂળ શોધી રહ્યાં છે. એ દૃષ્ટિથી નહિ દેખાય. અંતરમાં અમીની ધાર પડતી હોય, ઊંડેઊંડે આત્મા ચિન્તન કરી રહ્યો હોય અને રસરેલમાં જગતના ભેદ ભુલાઇ રહ્યા હોય તેનું ગાન એ બંસી બજાવી રહી છે.

*Third Edition 1941*

Printed by B. Rawat at Kumar Printery, 1454 Raipur Ahmedabad, and
Published by Kanu Desai at Kumar Karyalaya 1454 Raipur Ahmedabad

અ. સૌ. નલિની બ્હેનને

જેમણે મને માતૃત્વનું રંગભર્યું વાત્સલ્ય આપ્યું



Arjuna and Urvashi

અર્જુન-ઉર્વશી



The Breeze લહર

From the
Pen Pencil and Brush
of
KANU DESAI



NRITYA REKHA
LAGNOTSAVA
RANGA LAHARI
FOLK RITUALS
FESTIVAL OF LIFE
MANGALASTAKA
GAYATRI
WATER COLOURS
MAHATMA GANDHI
INDIA'S PILGRIMAGE
SEVENTEEN SILHOUETTES



To be had from
Kumar Karyalaya Ahmedabad
*D. B. Taraporevala Sons & Co. Bombay*

